

# શ્રી

# કુમુદ-કેસરી.

## નાટકનાં ગાયનો.

ધી "નેશનલ" પ્રેસ, મધે એ. ખ. સોદાગરે છાપ્યું છે.

કીમત બે આના



# કુમુદ—કેસરી

## નાટકનાં

## ગાયનો.

## અંક પહેલો.

સુત્રધાર— ૧

વિશ્વપતિ વંદુઆવો, થાવો સ્હાય કારી,
થાવો સ્હાય કારી, રાખો લાજ આજ મારી—વિ૦
નવીન પ્રયોગ કરવા, મતિદયોને તે સુધરવા
વિધ્ન વાદળી વીદારી થાવો સહાય કારી
હીર્ણાકસ ને સંહાર્યો પેહેલાદને ઉગાર્યો
દાસને ન દયો વીસારી થાવો સહાય કારી
શીશ તુજ ચર્ણે નામી દીન બંધુ અંતર્યામી
કૃતી આ દેજે સુધારી થાવો સહાય કારી

**બાળાઓ—** ૨

એવીધ વીધ વીલાસી સજ્જનો મળ્યા
શશી સમાન રૂપ રંગ છે ભર્યાં — એ૦
કઇકતો શૃંગાર હાસ્ય સીનને નીહાળતા
કઇક ગાન તાન ના વીશે મજાજ માણતા
વીચારો કઇક નાવીતર્કના વીશે વળ્યાં
જોઇ મર્મ ચક્ષુ ભાવ જાણે સ્વર્ગને વર્યાં—એ૦
કોઇ કાલીદાસ બાણ કાવ્યને વખાણતા
કોઇ ભરત ભાવ સેક્ષપીયરને ગણાવતા
વિચારો કઇકતો વીશય વાતમાં વળાયા
દોષને ક્ષમા કરી ગુણીયો જ્ઞાનમાં ગળાયા— એ૦

**યોગિની** ૩

અમર કરી લેને માનવ દેહ ધરી પ્રેમથી કરી હરી રસ ભરી—
—અમર૦
નાહક આતક અણ મોલી જાશે સમજ તું જરી સમજ તું જરી–
—અમર૦

કાચા સુતરને તાંતણે જો બાંધી આ જીન્દગાની છે
દરિયા તણા મોજા સમી તું જુઠી જાણ જુવાની છે
અણ ધારીઓ અજ્ઞાન જો આ આંખ બંધ થવાની છે
અંતર તણી સહુ આશ અંતરમાં સમાઇ જવાની છે
માટે ભજ હરિ હરિ ભજ હરિ હરિ ભજ હરિ હરિ ભજ હરિ—
—અમર૦

**યોગીની** ૪

અજ્ઞાની જરા જોને ઝીણી આંખ ખોલી
કેમ માયામાં રહયો ડોલી —અજ્ઞાની૦
સીતા હરી જ્યારે રાવણે ગઇ કયાં રામની શકિત અતોલી
એજ રાવણ બળ કયાં ગયું જ્યારે રામે લંકા રોળી—અજ્ઞાની૦
દશા ફરે ત્યારે બુધ્ધિ ફરે જાય ચુલે ચઢી ચતુરાઇ
હાથ કેરાં હથિયાર રહે હાથમાં એમનાં એમ કટાઇ—અજ્ઞાની૦

**કુમુદ—** ૫

નકરરે હો કાળી કોયલડી ટહુકાર— નકરરે૦
હું જોબન ભરી નાર
મારે મ્હેલે નથી ભરથાર —નકરરે૦
ઝરમર ઝરમર તેહુલો વરસે વીજ કરે ચમકાર
તેમાં પાપીણી પીયુ પીયુ બોલી
શું કાળજ મારે કટારે— નકરરે૦
માત મરીગઇ તાત ગયા મરી ભ્રાતન ભાળ લેનાર
પરને પનારે પડી હું મરીશું
મરેલી ને નહિમારરે —નકરરે૦

**દાસીયું—** ૬

આવ્યું જોબન આજે તે કાલ જાશેરે—આ૦વ્યું
ભોળાં ભુલી ભરોસે ભુલ ખાશેરે—ભોળા ભુલ ખાસેરે
પસ્તાસેરે —આવ્યું
જેવી ઝબકતી વીજ સરી જાશેરે

જેવી ફુલ કળી ખીલી ખરી જાશેરે
મેઘના ધનુષ રંગ વિખરી જાશેરે—આવ્યું

કુમુદ— ૭

કોઇનું કરયું કંઇ થાય નહિ. છે કર્મ સહુ કરનાર—કો.
કર્મ સહુ કરનાર ન કોઇથી કર્મે કદી ફરનાર—કો.
કર્મ કાગળે પૂર્વે જનમના દીધા જમે થનાર
દીધા તેવા લેવા પાછા એજ કરમ વ્યવહાર—કો.
જમે કરાવ્યા હશે કાંકરી મણી નથી મખનાર
જેમ મણીનો વિશ્વ ધણીથી હરખ્યા નથી હખનાર—કો.

**ઓડીપો**— ૮

અક્કલના ખાંહો તે આપો ઇન્સાફ
બાઇરી વરે કોણ બેટોકે બાપ—અક્કલના
મેં જે નારી મનથી ધારી કરવા મારી તેપર વારી
બરાપોકરે વરવા તણી વાત—બાઇરી
કહે બાપો છે બાઇરી એ મારી
કહે બેટો આ મારી થનારી
એમ અમારી નિત્ય થનારી મારા મારીથી જઇહારી
પુછુંછું જો કોઇ પતાવો પંચાત—બાઇરી

કુમુદ— ૯

નાના પ્રિતમ નહિ જા એ—ના ના
સ્હેજ વાતમાં શું રીસાઓ
આવો આવો આવોરે—ના ના

**સખીયો**—સખીરી કોને તું સાદ કર

**કુમુદ**—ઓ નાથ

**સખીયું**—આ શું

અપરાધ અરે

**કુમુદ**—મુજ નેણુ ઝરે શું હાસ્ય કરે

જાઓ છાઓ ધાઓ અટકાવોરે

જા દોડ દોડ જેાે ઓ જાયે—ના ના

**સખીયો**—ક્યાં

**કુમુદ**—ઓ જાયે

**સખીયો**—ક્યાં

**કુમુદ**—એ જાયે

અહીં અહીં જાયે તહીં તહીં જાયે

લાવો લાવો શ્યામ સમજાવોરે—ના ના

**કુમુદ**— ૧૦

એજ એજ અલબેલો છેલો બાંકી સુરત વાળો છે

એજ એજ ઠગ બગ રૂપાળો કપટી કાગજ કાળો છે

એજ એજ મુજ ભીતર ભેદક ભારી ભમરનો ભાલો છે

એજ એજ મુજ કાળજ વેધક કાતિલ નેણ કટારી છે

એજ ઠગારો એજ ધૂતારો એજ લુંટારો મારો છે

એજ જાદુગર કામણગારો મુજ મનનો હરનારો છે

**યોગીની**—

કંથ પુરનો પંથ દુર છે

**કુસુમ**—આ

**યોગીની**—આશા વળી હાંરો છે

ધારો અહીં પણ ગાઉ હજારો

ચિત્ર પટે ચમકારો—છે

વીર રાજ પૂત મલ્લ દેવ સુત

**કુમુદ**—સીહ રાજ વર મારો છે

**યોગિની**—છે વિધિનો વરતારો

સ્વપ્ન વર તારો સત્ય વર તારો છે

**કુમદ**— બેન.

**સખી**—સુખેજા, સંગજ નજરે

કોણ કહી વર તારો છે

દઇ આશીશ દુનિયા દરિયે

તારો ઇશ્વર તારોછે

**કાઢીયો** ૧૧

જાગતું જાગ સલુણી જાગ જાગ તું જાગ જાગતું

ટળળ્યો દિવસ બહુ તને મળવાને

મલ્યો માડ છે લાગ—જાગતું

વખત નકર ગોરી ગળે આશકને

લાગ લાગ તું લાગ—જાગતું

પાતું પ્રિતિ રસ પ્યારી આયું જે મુખેથી

માગ માગ તું માગ—જાગતું

**ખાપરો—** ૧૨

માનોરે મારી રંગીલી રામાં માનો માનોરે (૨)—માનોરે
ઘાયલ કીધો છે તેં નારી નયનો કેરી મારી કટારી ભેટો
ભેટો ભેટોરે હવે ભાવેથી ભામા—માનોરે
માન મુકી મોહું બતાવો શાને માટે શરમ લાવો—
સમજો સમજો સમજોરે મારી સલુણી શ્યામાં—માનોરે

**નાયકાઓ—** ૧૩

મોરો અચર પકરગારી દીનીરે
આ લીરી આજ બીજ ડગરવા
અએસો દીઠો મોસે કરત બરજોરી—મોરો
મેં તો નીકલી અપને ભુવનસે ચલી જાત મોહે
જાુમે અપને સનંદ કહે મોહે કણ હુનં ઠારો—મોરો

**લેપડુ—** ૧૪

એસી બની હે પ્યારી મેરી જાન
લીંબુસી છતીયાં મીઠીસી બતીયાં
કહે નહીં તુમ બીન રતિયાં—કેસી
ગલે લગાવો પ્યાર દીખાવો
નઇયનાસે નઇયના મીલાવો મેરી જાન—કેસી
જાન હમારી બની દુલારી
બોસા દે દે મેંય જાઉ કુરબાન—કેસી

કોડીયો—                 ૧૫

આવ્યો છું પ્યારી ઉંમગે અલબેલી
તું તો મારે પ્યારી પહેલી આવો કરીયે કુમુદ કેલી
ચુમ્બન દેશો આલીંગન દેહેલી
તારા મનનો મેલજ મેલી જો જે થતી હવે નહી ઘેલી —આવ્યો છું

ખાપરો—

આઘા જાવો નહીં લલચાવો ભામની ભોળવવી શું ધારી—
મુખના મીઠા આજ દીઠા દૂર જ્યારે થઇ શોકો મારી—

કોડીયો—

વ્હાલી મારી બોલી તારી કવી શકું નહીં હું ન્યારી—
શોકો તારી કોણ વીચારી બોલ વીચારી ઘુંઘટ ટાળી—

ખાપરો—સારી તારો રૂપથી હારી કરવા આવ્યા મને નારી
જોઇ લેશો મુખડાનો લટકો
ઘાયલને ટાળે આ લટકો જોઇને નવ પટકો આલીંગન

કેશરી—                 ૧૬

રામા વીના જાણુ સહુ વીશ્વ વેરાન દીસે
સુના મંદર મેડી જાળીને જાળીયા
વીરહીને રાગકે ન બાગમાં આરામ દીસે
નીંદ નહી દીન રૈન આવે ન ઘડી ચેન
મદન તું બાળે જીવ લેણુ શાને દીશે-

કેસરી— ૧૭

વિરહી વિજોગી મનડું અતિસે મુંઝાયે—વિરહી
શાન્તિ માટે ભટકું પણ ના લેશ પમાયે વિરહી
શાન્ત છે સંસાર સહુ છે શાન્ત નરને નાર—
પંખીયો પણ શાંન્ત થઈ સુતાં દીસે આ વાર
શાંન્ત શશિની શાંન્ત રજની શાન્તિ સહુને પાય—
એક આ હિણુ ભાગી હઇયું ક્યાંય શાંન્ત ન થાય—વિરહી.

કેસરી— ૧૮

જો ગોરી બેઠી અશોકની ડાળે
જો ગોરી આડી આંખે મને ભાળે
જો ગોરી ઉડી ગગન ચઢી બેઠી
જો ગોરી છુપી પવન માહી પેઠી
જો ગોરી ખુલી વાદળ દોરી ઝાલી
જો ગોરી ઝુલી હવાને ઉછાળી
જો ગોરી છુટી તુટી દોરી ઢીલી
આ પડી આ પડી આ ઝીલી ઝીલી

કુમુદ— ૧૯

નણદલ વીરા અધીરા જરા ધીરા ધીરા—નણદલ
સુકોમળ સ્નેહથી સજ્જા સજ્જન સમજાવું છુ
નિર્મળ નેહ જળ શિતળ છતે છંટાવું છું
પરિમળ પુષ્પ જોબન બાગથી બહેકાવું છું
હઇયા હિંડોળે મારા લાલજી લહેકાવું છું—નણદલ

શાન્તિ મંત્રે ભર્યાં પ્રિતિના ગીત ગાંઉં છું
સુધારસ ઝરતાં શાંન્ત નયન હું ન ચાવું છું
મીઠી મીઠી હાશ ભરી શાન્ત વાયુ વાવું છું
મીઠી મીઠી શાંન્ત નીંદ સાહ્યમા શિર છાઉં છું—નણુદલ

**કેસરી—** ૨૦

સ્વીકારો સલુણી મારા પ્રેમની નીશાની
મન મોહનાં હું માથે ચઢાવું—સ્વીકારો
**કુમુદ**—એ નિશાનીથી બંધાણી મારા નાથથી સદાની
**કેસરી**—મન મોહના હું જીવથી જડાઉ—નિશાની
હવે તો હું તારો, તું મારી સદાની
**કુમુદ**—સાક્ષી સુજાણ દેવ લગ્ન ક્રીયાની
**કેસરી**—દેઇશ હું સુશાણી દેઇશહું સુશાણી દેઇશ હું સુશાણી—સ્વી

**રઘો તથા નાથી—** ૨૧

તારા જોબન વનમાં આ ભમરો મદ ઘેલો થઇને ઘુમે—તારા
રંગીલો રસઘેલો ભમરો આ રસ કળીયોને ચુમે—રંગીલો
**નાથી**—રંગીલા ભમરા આવો
**ર ઘો**—આવ્યો રંગીલી આવ્યો
**નાથી**—રસઘેલા ભમરા આવો
**ર ઘો**—આવ્યો રસઘેલી આવ્યો
**નાથી**—અલબેલા ભમરા આવો
**ર ઘો**—આવ્યો અલબેલી આવ્યો

ઢ૬૪૦



આવો કુસુમ રસ પાવો, મધુર ખીલી વસંત વાળી આસમે—
હો ભમરો રસ કળીયોને ચુમે—તારા—૦

**રધો તથા નાથી—** ૨૨

અરે વાહ મેરબાન
**નાથી**—જાણ્યા એતો હવે જાઓ મેરબાન—અરે
**૨ ધો**—તાણી તીરછી ભમર કમાન
મારો નાહી નેણોનાં બાણ—અરે
**નાથી**—છોડો છેડ છોડો તોફાન
**૨ ધો**—જાઉં વારી જોબન પે જાન—અરે જાણ્યા એતો

**સાહેલીયો—** ૨૩

મારા સમજે ન જો તો આલી શી બની—મારા
ખીલ્યાછે ગાલ આકે
ખીલ્યાછે ગુલાબી ફુલો
અધરે હાર જો પ્રવાળની—મારા
**કુસુમ**—બની બની બસ બહુ બની
**દાસી**—હાથની લટક
ચાલની ચટક
ચમકે વાહ શી ચટક ચાલની—મારા

**સખીયો—** ૨૪

ભરી ભરી પ્રિતિની પ્યાલી પાજોને પીવરાવજો—ભારી
લટકે ને ચટકે રસીલી રસીયાને રીઝાવજો લટકે
જીવનનો લ્હાવો લેજોજી જોબનનો લ્હાવો દેજોજી

રસના રંગ તરંગમાં ઝુલજોને ઝુલાવજો · ભરી ઉરી
બની તમે ગુલ રસીલીરે, પીયુ બુલબુલ રસીલાને
જોબનના જાદુઇ કેફે ફુલજોને ફુલાવજો—ભરી

કેશર તથા કુમદ— ૨૫

આવો આવો આવો અલબેલી સુકો મળવે લીનપેલી
વસંત ખેલ ખેલીયે—આવો
આવો આવો આવો રસીલા છબીલા છોગાળા
નવેલી પ્રીતના રંગ રેલીયે,
પ્રેમ મોરલીયે પ્યારી હું નચાવું,
પ્રેમ પીચકારીયે રંગે ભીંજાવું
માનુંની મુકોને માન
જી હા હા
ઘેલી આતે શું ગુમાન
જી હા હા
માન પ્યારી માન પ્યારી માન
જી હા હા
માન પ્યારી માન પ્યારી માન—આવો.

# ડ્રોપ

## અંક બીજો

**સખીયો—** ૨

બીડ ભય ભંજન હાર સદાશીવ ભોળાને ભજીયે—બીડ
માતુ ભવાની ભરથાર સદા શીવ ભોળાને ભજીયે—માતુ
અશરણુ શરણુ થનાર શશિ સુખશાન્તિ ભરનાર
ભસાધર ભવજળ તારણુ હાર
ગંગ ધર વાંચ્છિત વર વરનાર
સ્મશાનના વસનાર સદાશીવ ભોળાને ભજીયે
માતુ ભવાની—બીડ ભય

**કુમુદ—** ૨૭

યૌવનનું કેવુ ખીલ્યું છે આ ફુલ
પ્રેમ વારી સીંચી પ્યારી ગાલેશી લાલી અમુલ
પલકોના પાંચ લાખ નખરાના નવ લાખ
જાવું તારી પરથી ડુલ

**સખીયો કુમુદ—** ૨૮

સહચર શરદ પુનમની રાત શી સોહામણીરે,
હેતે હળી મળી આનંદ કરીયે આજ ચાલો રમીયે
સંગાથે આવો આમનીરે.

**સાંખી**

પ્રીયતમ નામ પ્રભુ તણુ એમાં નહીં કાંઇ ફેર
સેવો સતીયો સ્નેહથી સુખની લ્યોને લ્હેર

દઇયે તાલ ધરીને વ્હાલ ગાવો ગીતડાંરે
રૂમ ઝુમ રૂમ ઝુમ રૂમ ઝુમ–ચાલો સુંદર ચાલ
આવો સાહેલી સંગાથે સુખને માણીયેરે.

રજની શોભે ચંદ્રથી સતીની શોભા શ્યામ
ભગવત ઓપે ભકતથી ભકતની શોભા રામ

કેવું મધુર મારા પ્રીયતમ પ્રભુનું નામ છેરે
કરીએ પ્રીતમ કેરાં ચરણો દકનું પાન
ધરીયે માળા મોહન કેરાં મીઠાં નામનીરે

**દાસી તથા ચંડસેન—** ૨૯

જાવો જાવો છોડો મને ન સતાવો

**ચંડસેન—**અંબા અલબેલી ઓરાંતો આવો જાઓ
રાખે જુદાઇ પ્રાણ શાને બની અજાણ
જરા અણીયાંળા નેણો નચાવો
ચાલો આનંદે લ્હાવો ઉઠાવો અંબા—જાવો

**દાસી—**શાને થાવો ઘેલા કાલા બનીને દીવાના હાલા

**ચંડસેન—**પ્યારી આલીંગન આપુ અવાવો
વાગ્યો કારી કારી ઘા મને મરતો બચાવ

**દાસી—**ખાંતેથી ખડગું ખાવો અંબા અલબેલા—જાવો

**યોગીની—** ૩૦

અજબ બનીહે તેરી જોર જુવાની અમર નહી તેરી કાયા
ઇસ દુનિયામાં દો દીન રેના કયું લગ રહી મનવા માયા—
કાયા માયા સંગ ચલે નહીં સમજ સમજ બાંધવ મેરા
હાલ ભલાઇ કરલે બંદા એકદીન જંગલ હો ડેરા
શીસાકા તું સોદા કરતા કંચન કહાંસે પાવેગા
બાવલ બીજ ભુમીમે બોયા આમ કહાંસે પાવેગા—

**કામસેના—** ૩૧

હું કેવી નારી નવેલીરે
દાંત દાળમ વળી ગાલ ગુલાબી કળી કહો કોઇ
ચુંટે પેલી—હું કેવી
કઇકને ઘાયલ કીધા પલકોમાં પાડી દીધાં કરવા
નેચાહે કેલી—હું કેવી
નખરામાં નહીં હું કાચી પ્રીતમાં રાખું રાચી
પ્યારી વીના થઇ છું ઘેલી—હું કેવી

**કામસેના—** ૩૨

**એજી** આવોજી આવો છબીલા છેલા જરા નખરેથી નારી રીઝાવો
નખરેથી નારી રીઝાવો એજી જરા ધીરાં નયનોને નચાવો—એજી
વારી વારી જાઉં તુજપર હું પ્યારા લાગો છો કાચા કુંવારા
**કામજલા**—હાય હાય
**કામસેના**—લાગો છો કાચા કુંવારા

**કામજલા**—વોય વોય

**કામસેના**—લાગો છો કાચા કુંવારા—એજ

**કામજલા**—ક્યા કહત હે મેરી પ્યારી બોકા દેદે અબ ગલે લગાઈ

**કામસેના**—નહીં નહી નહીં એમ તો થાયા

ધીમે ધીમે ધીમે કામ સધાયા

હવે માનો આ થઇ છે પ્યારીને દેશે તમોને સુધારી

**કામજલા**—વાહ વાહ વાહ વાહ વાહ પ્યારી—એજ

**વાસતીકા** ૩૩

પ્રીત બાંધી પ્યારા પીયુ સાથરે

નહીં થાવા દઉં પ્યારા આ દ્રષ્ટીથી દુર

જો જો થાતા નહી દુર તજી નાથરે

---

કાચી કળી આ કુસુમની ભ્રમર બનીને આણુ

પરાગ ચુસો પ્રેમથી લ્યોને પ્રેમની લ્હાણુ—

**નટવરસી**—

મળી નાજુક તું નારી અલબેલી પ્યારીરે

નહીં કરૂં ન્યારીરે બીડી બાથરે પ્રીત બાંધી

**ચડસેન**— ૩૪

આવ આવ અલબેલી અંબા અધામુન તુંહે

આલીંગી આ અલબેલાને અગણીત લાવોલે

અળગી નાથા અવળી અંબા કહું કર જોડી બે

અનંગ કેરી આગ ઓલાવી આનંદ રદયે દે

આ ભુષણુ તું માગ મધુરી આપું અતીશય લે

પણ આવીને મારી સંગે રાતી દીવસરે

કેશરી— ૩૫

મારા સંસાર સારની સ્નેહી સંગી સતિ શંકાશીલ શાને થાયરે
સ્વપ્નથી શોક શાણી નવ કરીયે ઇશ્વર ઇચ્છા તે થાયરે
ભજો ભયહર સુખકર દુઃખહર શ્રીધર પાપ
અપાય ક્યાપરે મારા સંસાર સારની

કેસરી— ૩૬

સતનો સહાયક રામજી સત સાથે ફરનાર છે
રામજો રક્ષણુ હાર છે તો કોણુ નામ લેનાર છે

**કુમુદ**—જાઓ જાઓ સીધાઓ સુખે સલુણા શ્યામજીરે
**સખી**—આવો આવો નિભાવી વેગે વચન વિશ્વામજીરે
**નટવર**—રખવાળા કરો શ્રી રામજીરે–જાઓ
**સખી**—વ્હેલા વળજો
**કુમુદ**—વચને પાળજો
**કેસરી**—હોજી હોજી મુજ અંતરના આ રામજીરે જાએ

નાથી ૩૭

હાંરે થાશે થાશે મારા હઇડાં કેરી હોંશ
આજે પુરી થાશે—હારે
ઘુઘરીયાળા ઝાઝર ઝુમણા આજે પહેરાવશે—હાંરે
ઝાંઝરને ઝુમણાં પહેરી શેરીયે શેરીયે
લટકા મટકાથી ચાલી
ઝણ ણ ણ ણ ઝણ ઝણકારી નાથી બા જાશે—હારે થાશે

કુમુદ— ૩૮

શાને આલી સાહેલી સ્યામથી શરમાયે
હાંરે ચતુરા ચાહક ના આહક આ જણાયે
પીયુ પ્યારા ને પલંગે રંસ બસ કરજે અનંગે
ભરી પ્રીતી પ્યાલી પાયે—શાને
શાને શરમાયે કેની મારા દીપરથી એની જાને પ્યારાની પાસે જાને
નહીં તો આ જોબનનું સુકાઇ ફુલ જાયે—શાને

**વસંતિકા—**
હાંસી કરવા ચાહો છો

**નટવર—**શાણી શું મુને કહો છો

**વસંતિકા—**જાઓ।

**નટવર—**નહીંજી ઓરાંતો આવો

**કુમુદ—**મનમાંહે બહુ ભાવે અંતરથી એ જણાયે—શાને

કુમુદ— ૩૯

વાહ વાહરે શીતળ વિમળ શી સંધ્યાની છાયા
છાય છે—વાહ
મીઠા મીઠા વાયુ વાય છે
મીઠા ગીતો પખી ગાયછે
સુંગધી ફુલડાં પરે દીલ ફુલડાં
ઘુમી ઘુમી ચુમી ઝુલ ઝુલ ડોલાં ખાય છે
પ્રેમ નિશે મસ્ત શાં જણાય છે—વાહ

કામસેના— ૪૦

નજરીયાં મોહનજી નહીં મારો
રંગ રંગીલા રંગે ભીંજાવું
ગણું હું પ્રાણથી પ્યારો—નજરીયાં
ભોજ્જ ભળતાં નીત જમાડું
કરૂં નહી હવે ન્યારો—નજરીયાં
હાં ઉતાં વળા તથા વોરી
ઝટ લગન કરીને આ વોરી
દઉં આલીગન નો લ્હાવોરે—નજરીયાં

કામજલા—

રસ અધર પલ્લવ પાવોરી
મતવારો મતવારોરી—નજરીયાં

જોગીની— ૪૧

બ્રહમ ભક્તિનો કરને પ્રાણી સફળ થાય મન વાણીજી
આ સંસાર કાળની બાજી તેને સ્થીર તે જાણીજી
કાયા માયા જાણ્ય કારમી જ્યમ ઝાકળનું પાણીજી
ક્ષણ ભંગુર સહુ ખેલ ખલકનો તું ઝટ લેને જાણીજી
જે જોયું તે સર્વ જવાનું રંગ રાયને રાણાજી
અવીનાસી પ્રભુ એક અખંડીત ગુણાતીત ગુણખાણીજી

કેસરી— ૪૨

ગહન ગતિ અકળ અતિ દશા અજબ તારી

માયા મોહથી ભમાવે ભાગ્ય ગતિ ન્યારી

રાય રંકને સમાન પલકમાં બનાવે

વિપત આપી સાચને સોના સમતું તાવે—ગહન

દાસ દાસીયો કરે ખમા ખમાની વાણી

તે પુરૂષને હાથ જોવા બેઠીયો નખાણી—ગહન

અંક બીજો સંમાપ્ત.

# અંક ત્રીજો

**કુમુદ—** ૪૩

શીદ તરસાવો શીદ ટવલાવો દીલ દયા લાવો
અવો હવે આવો—શીદ
વાટલડી જોઇહું વાલમજી થાકી
આખલડી રોઇ રોઇ પ્રીતમજી પાકી
મુખડું મોહન હવે તો બતાવો—શીદ

**યોગીની—** ૪૪

ઇશ્વર બુરૂં જે કરે, તે સારાને માટ
સમજી શાણી દેતજી અંતરનો ઉચાટ

* * * *

શંકા તજીદે સુભગા, કર વ્હાલમની બ્હાર
તુજથી તુજ પતિ છુટશે લખ્યો લેખ કિરતાર

**આકાશ વાણી—**

ભોગી ભોગ તજો હવે જોગી સજો જય જાય
પુર્વે રવી પ્રકટી કહો જાગો પડયું પ્રભાત

**કુમુદ—** ૪૫

છળે જાઉં છળી અરી લાવું છોડાવી છેલાને છોડાવી છેલાને—છળે
ધરૂં પ્રથમ પુરૂષનો વેષ દરબારે કરૂં પ્રવેશ
થઉં પ્રગટ પુષ્પસીંહનામે કહું જવા કુસુમને ઠામે
લઉં સંગ દાસીને બદલે હથિયારબંધ યુવકને
ઓઝલ પડદે થઇ દાખલ દુશ્મન ઘરમાં કરી છલ
આવુ બલ લાવુ છોડાવી હું આજ બેલાને છળે જાઉં

**શીવલી—** ૪૬

બાપાજી હુ વધાઇ લવી જુઓને મારી મા આલી
રસ્તો—જા જા. ઘેલી થઇ શુ છોડી
**શીવલી—**ના ના ડેલી જઇ જુવો દોડી
ખચીકરી મને બોલાવી જુઓને

**નાથી—** ૪૭

સુખભર જીવન તરવા સહીર મન જો આશધારો સુખ૦
માનજો બોધ આ અમોલ એક ખાસ મારો
મળ્યુ જે સ્હેજ આવી તેમાં સતોષ લાવી
બ્હેની ન પીશો છોડી દુધ ઝેરી લોભ ચારો સુખ૦
લોભમાં જો લપટાશો ખરે ખતાજ ખાશો
જાણ્યો હેવાલ મારો હાલ એવો છે થનારો સુખ૦

**યોગિની—** ૪૮

અરે રે જાલીમ જગશો તારો
જુઠો વહે વાર છે રે...અરે રે
અરે રે નિરભય ફરતો નઠારો
સારાનો સહાર છે રે અરે રે
ગરીબ સંક કસ્તુરી અગો નિરજન વને વસનાર
મરે કસ્તુરી કારણે લાખો બની શિકાર
સુગુણ કારી કસ્તુરી માટે મ્રગો શીરે છુરી
વિના ભયે શ્વાન ભુડો ભમનારો—સારાનો

ગુલાબને ડોલર કળી અણુ ખેલી ચુંટાયે
ભાળા કાજ વિધાયને અકકાજ ઉકળાય
સુગંધ છે તેમાં ભરી માટે તેને શિરે છરી
આવળ તણાં ફુલ ન કોઇ જોનારો સારા
કાતળી કાતળી શેરડી હાથે હાથ કપાય
દાંતે દાંત ચવાયને વાડે વાડ પિલાય
સુરસનીઢ છે માધુરી માટે તેને શિરે છુરી
બાવળીયાની બાજુંુ ન કોઇ જનારો...સારા

**કુમુદ—** ૪૯

મીઠી મીઠી વાણીના તાર બોલે
મારા તનના એ સાથ તાર ડોલે
મળી બેના જો તાર સંગ વાગે
અલ બેલી તો ઓર રંગ જાગે

**કુસુમ—** ૫૦

બોલ બોલરે ગુમાની ગોરી બોલ
કાંઇ કોકીલનો કંઠ ખોલ ખોલ—બોલ૦

**વાસંતીકા—**

છોડ છોડરે છકેલા છેડો છોડ
મન મોહના નમૂખ આમ ગોલ

**કુમુદ—**

જો આ ગુલાબી ગાલે દાવાનો બન્યો

આ મરકતા મૃણાલે મસ્તાનો બન્યો
તુજ પ્રેમ દીપ ઉજાલે પરવાનો બન્યો

વાસંતીકા—

કામી અંધ તું અકાલે મરવા નો બન્યો
મરવાનો બન્યો નહીં ડરવા નો બન્યો કાંઇ—બોલ૦

વાસંતિકા— ૫૧

આવી સોહીની સુરતપર મોહીની મુરત પરજે
જોબન કોણ ન વારે —આવી
મતવાલાં નેણાં જાદુ ડારે

કુમુદ—

વાહરે વાહ વાહરે વાહરે વાહરે વાહ વાહરે
વાહરે—આવી

રૂપ વસે ક્યાં ધન પરે કે ધનપર વસનાર
જે જેના મન પર વસે તે રૂપનો અંબાર વાહરે —આવી૦

દરબારી કુમુદ ૫૨

કબુલછે કબુલછે કબુલ હજાર વારછે—કબુલ૦
તો થાઓ સઉ તઇઆર
વિરચાર ની શી વારછે
નારી વેશ ધારી જાશું રાજુ મહેલની મોઝાર

પછીતો તીખી ટેકને આ તેજીલી તલવારછે
મહારાણી ની રજા લઉ
હુ પણ જઇને સજ થઉ
લે સિધારો સર્વ જન હુકમ મળે તઇયારછે—કબુલ૦

—ાથી— ૫૩

ય હાય હાયરે દમડો હાય, ગઈ કંઇ ક્રોઇ બતાવો નેભાઇ—હાય
બ ધન પાપાનુ ભલે જાય, ખાય ધન ચોરોનુ ચોરજ ખાય—
જાય

મડી લ્યો પણ દમડીડ્યો,
થી હવે હરીનુ નામ જ્યો,

—

યરે દમડી, હાયરે દમડી હાયરે દમડો
ય, હાય, હાય, હાય, હાય, હાય.

તિકા— ૫૪

ડો આ શુ અરેરે (૨)
શે કોઇતો કહેશે છીનાળ,

—

માં આને દરેછે (૨)
જુ હું છું કુંવારી બાળ,
તિકા—

આળ ચઢેલી બાળનો,

કોઇ ન ઝાલે હાથ,

કુમુદ—

તો આ બંદા પ્રેમથી,

પરણી થાશે નાથ

વાસંતિકા

જેવાં આ બાઇ હરખાં

તેવાછે આ ભાઇ સરખા

કુમુદ—

કહે કેવી જુગતીછે જોડી દીધી જોડ

વાસંતિકા—

નહી ખામી કે ખોડ—છોડ

કુમુદ—

લટક મટક ચટકાં ભરી,

જેવી ફક્કડ નાર

તેવો ધક્કડ ફાંકડો અક્કડ આ સરદાર

કુમુદ— ૫૫

પ્યારી રંગે ભીંજાવુ અનંગે રીઝાવુ

અલબેલી મદ ઘેલી નવેલી પ્યારીરે

વસંતિકા—

આવો આવો અલબેલાં રંગીલા

રસીલા છબીલા છોગાળા હું જાઉં વારી

સારસના જેવી જોડી છે આ જોડ

કુમુદ—ગ્રીચ્છુ પ્યારી પુરો મન માન્યા તમ કોડ

**વાસંતિકા**—ચાલોજી નાથ આવો આવોજી સાથ

**નટવર**—ધીક નારીની જાત હાય હાય હાય

થાય થાય થાય લાય લાય લાય—પ્યારી

શ્રી હરિ હે તું પરમાનંદ રસે સૃષ્ટિ ભરી,

સદા મન તુજ ચરણ લીન રહે હું પદનાં મદને પરહરિ,

નીતી ન્યાયે દયા ક્ષમાયે રહો સદાયે દીલ ઠરી

સર્વ ધર્મ કર્મના ધ્યાન મહી

મન વરી વિજય વરી—શ્રી હરિ

